# ખાનબહાદુર જાંહાંગીર કેખશરૂ નવરોઝજી કાબરાજી.

## જીલ્લે ખેડાના

## કલેક્ટર સાહેબ બહાદુર

અને

# ખાનબહાદુર શેઠ બમનજી એદલજી મોદી.

## ખેડા જીલ્લાના ડી. ડી. કલેક્ટર સાહેબ બહાદુર.

---

બેઉ ઉમરાવ નામદારોએ ખેડા જીલ્લાની પ્રજાને પ્લેગના ભયથી બચાવી ધર્મ અને જાનમાલનું રક્ષણ કરી સર્વને સુખ આપ્યું તે પ્રસંગે સ્થળે સ્થળે સમસ્ત વસ્તી આગળ ગવાયલી કવીતાઓ તથા ગરબાઓ.

—— ** ——

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવી. ભોળાનાથ રાજારામ પંડ્યા. (કડાક.)

રાજારામ પ્રેસના માલેક. ઉમરેઠ

—*(૦)*—

અમદાવાદ—વિજય પ્રવર્તક પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

# ખાનબહાદુર જાંહાંગીર કેખશરૂ નવરોજજી કાબરાજી.

જીલ્લે ખેડાના

કલેકટર સાહેબ બહાદુર

અને

# ખાનબહાદુર શેઠ બમનજી એદલજી મોદી.

ખેડા જીલ્લાના ડી. ડી. કલેકટર સાહેબ બહાદુર.

---

એ બે ઉમરાવ નામદારોએ ખેડા જીલ્લાની પ્રજાને પ્લેગના ભયથી બચાવી ધર્મ અને જાનમાલનું રક્ષણ કરી સર્વને સુખ આપ્યું તે પ્રસંગે સ્થળે સ્થળે સમસ્ત વસ્તી આગળ ગવાયલી કવીતાઓ તથા ગરબાઓ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,
કવી. ભોળાનાથ રાજારામ પંડ્યા. (કડક.)
રાજારામ પ્રેસના માલેક.

---

અમદાવાદ—વિજય પ્રવર્તક પ્રેસમાં છાપી.
સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.



## દોહરો.

માહારાણીના રાજ્યમાં, સુખદાયક સીરદાર,
પીડા ટાળી પ્લેગની, વાધ્યો યશ વિસ્તાર.

# ખાનબહાદુર જાંહાંગીર કેખશરૂ નવરોઝજી કાબરાજી,

## ખેડા જીલ્લાના કલેકટર સાહેબ બહાદુર.

ખેડા જીલ્લાની પ્રજાને પ્લેગના ભયથી બચાવી સરવેને સુખ
આપ્યું તે વિષે કવીતા.

(નાથ કૈસે ગજકો બંધ છોરાયો—એ રાગ.)

જાંહાંગીર કાબરાજી સદા સુખકારી; જેને પરજા છે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદા સુખકારી. ટેક.
સંસક્રત યુરોપીયન વિદ્યા ઉત્તમ જ્ઞાન તણા અધીકારી,
વિવેક વિદ્યાવંત અધીક છો, વાણી વદો છો વિચારી.
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી.
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧
નાશક અમદાબાદ બીજાપુર, જસ ઝાઝેરા લીધા;
બીજાપુરમાં અતી યુકિત રચી, પુરા પ્લેગ બંદોબસ્ત કીધા;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી.
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૨
ખેડા જીલ્લામાં કલેકટર હોદ્દે, કુળવાન કાબરાજી આવ્યા;
પ્લેગ પકડી પેરામાં નાંખ્યો, ફંદીના ફંદ ન ફાવ્યા,
જાંહાગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૩
ડાકોર કપડવંજ ઉમરેઠના જન, જસવદે સુખ ઝાઝા;
ધન્ય ધન્યરે જાંહાંગીર કાબરાજી, મહીપર મ્હોટી માઝા,
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૪
વિદ્યાવંત પીતાના પુત્રો, વિદ્યાવંત વિવેકી;

જસદાતા જાંહાંગીર કાબરાજી, ન્યાય ચુકાવે છે નેકી,
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી,
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૫
સ્ટાચ્યુટરી સરવીસમાં પોતે, અતીશે થયા ઉપકારી;
માહારાણીનું માન્ય મેળવીયું, અકળ ગતી હતી ન્યારી;
જાંહાંગીર કાબરાજી સદા સુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૬
ખેડા જીલ્લામાં પ્લેગ બંદોબસ્ત, અદકેરો આપે કીધો;
પ્લેગ તણો વેગ જલદી નસાડી, ઝાઝેરો જસ આપે લીધો;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૭
રહીયતને રાજીમાં રાખી, ધરમ સરવ સચવાયો;
જાન માલ સંભાળ ઝાઝેરી લીધી, જુલમ જરા ન જણાયો;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૮
ખરચ ખુટણમાં કસર કરી ઘણી, ઠામે ઠામે દુઃખ કાપ્યું;
યશ યશને યશ સૌ સ્થળ વરત્યો, અભયદાન આપે આપ્યું;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૯
માયાળુ મનોહર છબી જાથુકની, સરવને સાહુક લાગે;
સ્થળે સ્થળે જન મનહર છબીનો, ફોટોગ્રાફ મનથી માગે;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૦
મીશીસ કાબરાજી ગરીબ જનોપર, દયા ધરે દીલ ઝાજી;
તન મન તાપ દીલાસાથી ટાળી, રહીયત રાખે રાજી;
જાહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૧
ગુજરાતી ઇંગ્રેજી પુસ્તકો લખનાર, તરીકે ખ્યાતી ઘણી સારી;
ઉંચા પ્રકારની બુદ્ધી અધીક, રૂદે કરૂણા માયા ઉપકારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૨

નીર્મળ મન ગંગાજી સરખું, ભાગીરથી સમ પોતે;
શ્રી મંડળની સોભા વધારી, આદીત થયોછે ઉદ્યોતે;
જાંહાંગીર કાબરાજી સદા સુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી:
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૩
કરણે કીરતી આવી જેવી, નજરે નરખી સૌ તેહેવી;
ભાસ્કર ભકત શીરોમણી પોતે જોડી જડે નહી એહેવી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૪
અતી અતી ઉપકારો આપના, ગણનામાં ગણી ન શકાએ;
જાંહાંગીર કેખશરૂ નવરોઝજી કાબરાજી,લખતાં ગુજથી ન લખાએ:
જાંહાંગીર કાબરાજી સદા સુખકારી, જેને પરજા છે પ્રાણથી પ્યારી:
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૫
અદલ ન્યાય ઇનસાફી પોતે, પ્રીત પ્રજાપર પ્રોહોડી;
આશીશ ભોળાનાથની એહેવી, સદાએ સુખી રહો જોડી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી, જેને પરજાછે પ્રાણથી પ્યારી;
જાંહાંગીર કાબરાજી સદાસુખકારી. ૧૬



# જી. ડી. ગણુપતરાવ દામોદર પાનશે.

## જીલ્લે ખેડાના કલેકટર સાહેબ બહાદુર.

## સરદ પુનમને દીવસે ઉમરેઠ પધાર્યા તે વખતે ગવાયલી કવીતા

### આનંદ કલ્યાણ કુંડળી.

ગણુપતરાવ ગણુપત્યસમા, શુભ કામે સીરદાર;
દયાનીધી દાતા અતી, ગઉ બ્રાહ્મણ પ્રતીપાળ.
ગઉ બ્રાહ્મણ પ્રતીપાળ, કલેકટર હોદ્દે આવ્યા;
રીઝયાં રેવા માત, બ્રહ્મ વસ્તી મન ભાવ્યા.
દક્ષીણના સીરદાર, વરગ પેહેલાના પોતે;
ઘણાં ઇનામી ગામ, આદીત થયો ઉદ્યોતે.
ધરમ ધોરીંધર અધીપતી, બ્રહ્મ તણો અવતાર;
દયાનીધી દાતા અતી, ગઉ બ્રાહ્મણ પ્રતીપાળ.

---

બરૂના ચકતી કર ગ્રહે, બગહાપર અસવાર;
પલાસ હીત રક્ષા કરો, બાઢો બંશ તુમાર.
બાઢો બંશ તુમાર, પ્રીત પરજા પર પ્રોઢી;
સહકુટુંબ પરીવાર, સદા સુખમાં રોહો જોડી.
આશીશ ભોળાનાથની, શાણા સીર સીરદાર;
પલાસ હીત રક્ષા કરો, બાઢો બંશ તુમાર.

### અર્થ.

બ એટલે બ્રહ્મા રૂ એટલે રૂદ્ર ના એટલે નારાયણ તેમણે ચ એટલે ચક્ર ક એટલે કમંડળ તી એટલે ત્રીશુળ હાથમાં પકડેલાં છે બ એટલે બ્રશભ ગ એટલે ગરૂડ હા એટલે હંસ ઉપર સ્વારી કરેલી છે. પ એટલે પાર્વતી લ એટલે લક્ષ્મી સ એટલે સરસ્વતી તમારા હીતની રક્ષા કરો અને તમારા વંસની વૃધી થાઓ.

## ચાલ ભુજંગ.

પ્રથમ પાર્વતી પુત્રનું નામ લીજે, ભોળી મા ભવાની દયા દાન દીજે,
જુઓ જન સરવે વીવેકે વીચારી, સદા સર્વદા પાનશે સુખકારી.
માહારાણીના રાજની રૂડી રીતી, પ્રજા પાળવા જેહનીપ્રૌઢ પ્રીતી;
કર્યા કાયદા ન્યાય નીતી વીચારી, સદા સર્વદા પાનશે સુખકારી.
બ્રહ્મ જ્ઞાત દેશીસ્થની સુખકારી, પુરા પ્લેગના પાપથી હ્યો ઉગારી;
અતી શેઠ મોદી થયા ઉપકારી, સદા સર્વદા પાનશે સુખકારી.
થયા બંધ રસ્તા થઇ બંધ બારી, વીવેકી વદનથી જુઓને વીચારી;
માહા પાપના તાપથી હ્યો ઉગારી, સદા સર્વદા પાનશે સુખકારી.
રૂડા રાય રણછોડ અનકોટ હોએ, વણીક બ્રહ્મ દર્શનને મન મોહે;
થઇ બંધ ખુલ્લી કરો આપ બારી, સદા સર્વદા પાનશે સુખકારી.
સુદી બીજના ચંદ્રની ચાલ જેવી, દીનોદીન દીપો કળા આપ તેવી;
ભોળાનાથ આશીશ હ્યો ઉરધારી, સદા સર્વદા પાનશે સુખકારી.



# શેઠ બમનજી એદલજી મોદી

## ખેડાજીલ્લાના ડી. ડી. કલેકટર

## સાહેબ બહાદુર.

પોતે ઉમરેઠ પધારી પ્રજાને પ્લેગના

ભયથી બચાવી સર્વને સુખ આપ્યું

તે વિષેનો ગરબો.

ઉમરેઠમાં શ્રી બ્યારાહીમાતા આગળ સમસ્ત

વસ્તી આગળ શરદપુનમની રાતે

ગવરાવ્યો હતો.

બનાવનાર.

પંડ્યા. ભોળાનાથ રાજારામ કડાક.

રાજારામ પ્રેસના માલેક.

ઉમરેઠ.

સને ૧૮૯૮.

## દોહરો.

પુત્રી જેહ પરવત તણી. તેહ તણા ભરથાર:
કપટ હીણ કઇલાસમાં, મનમાં કરો વિચાર.
દશ પતી શીતાપતી. અરથ સમાગમ કામ;
શામરથામાં સમજાવીયું. કાવ્યકારનું નામ.





# શ્રી મંગળાચરણ.



છપ્પો.

ગણપત્ય પુંજુ પાય, રાય સુધબુધના સ્વામી;
સૌ પહેલા પુજાય, સાહ્ય માગુ શીરનામી;
લક્ષ લાભ બે તંન, મન મોદીકમાં માહાલે;
દયા કરો હું દીન, ચીત ચોકસમાં ચાલે;
વીધન હરણ વહારે ધસો, નવેખંડમાં નામછે;
અરજ સુણી અહીં આવશો, કીંકરને તમ કામછે.



## સાખી.

પરથમ સમરો ગણપતી, સુધ બુધનો દાતારરે;
શીંદુર અંગે શોભીતું, મોદીક અમૃત હારરે. ॥ ૧ ॥
પ્લેગ તણી છાયા પડી, પુર વરત્યો પોકારરે;
ગજબ ગોલવાડયે થયો, વીગતે કરૂં વિસ્તારરે. ॥ ૨ ॥

---

## પુરણ ભાગ્યે પુરણાનંદ પધારીયાજો. ( એ રાગ. )

---

પુરણ પાપી પ્લેગ તણી છાયા પડીજો;
બ્રહ્મ જનને જ્યેમ ભંગી કો જાએ અડીજો. ટેક.
સંવત ઓગણી ચોપન કેરી સાલજો,
પુરૂષોતમ મહીનામાં પુન્ય પર વાહાલજો;
સાવલી વાળા ગંધર્વના સરદારજો,
ગજબ થયો ગોલવાડયે તે વાસો વશ્યાજો.
બેઠી ભાઇયો ઉમરેઠની માઠી દશ્યાજો. ॥ ૧ ॥
જાણ થયું માન્યવંતા મામલતદારજો.
ઝટ પટ આવ્યા વેગે કરવા વાહારજો;
સૌ ગોલાંને કાઢયા છે ગામ બાહારજો,
મોદી દાકટર મગનલાલને લાવીયાજો.
અનુભવી આનંદથી ઉમરેઠ આવીયાજો. ॥ ૨ ॥
બુધ્યવંત બાહાદુર બમનજી સીરદારજો,
પરજા ઉપર પુરણ જેનો પ્યારજો;
વિવેક વિધા અકકલવંત અવતારજો,
જાણ થતામાં ઝટપટ દોડી આવીયાજો.
બુધ્યવંત બહાદુર સુખના શીળા લાવીયાજો. ॥ ૩ ॥
હીમ્મત આપી સૌને દેતા સુખજો,
દાક્તર સુધરાઇ ભાગે સઉની ભુખજો.
દયાવંત સરદારો ખોતા દુઃખજો;
પુરણ પાપી પ્લેગ તણી છાયા પડીજો,
બ્રહ્મ જનને જયમ ભંગી કો જાએ અડીજો. ॥ ૪ ॥

પ્રથમ નાઠા વણીક તણા બહુ વાસજો.
બ્રહ્મ વસ્તીએ મુકયો મન વીશવાસજો,
નરનારી સૌ કરતાં નાસા નાસજો;
કરૂણા કર કલેકટર સાહેબ આવીયાજો,
બ્રહ્મ રૂપ દેખી બ્રહ્મ વસ્તી મન ભાવીયાજો. ॥ ૫ ॥
અરભડશોમાં નાસો સાને માટેજો,
બુધ્યશાળી બમનજી સુખને સાટેજો;
સુખ કરશે સૌ મુકો મન ઉચાટેજો,
ખબર થઈ શેઠ ગોકળદાસને કાનીયુંજો.
સુણી વાત જન જોર સરવને આવીયુંજો. ॥ ૬ ॥
ગુણ સાગર શેઠ મળીયા ગુરૂવારજો;
અનહદ અકકલ આનરેબલ અધીકારજો,
ઉમરેઠ જનને અધીક કર્યા ઉપકારજો.
શાંત સ્વભાવે સૌ જનને સમજાવીયાજો,
બુધ્યશાળી બમનજી પાસે આવીયાજો. ॥ ૭ ॥
વીચાર સુણતાં વડો પડયો વીશવાસજો,
ઈશ્વર સૌની પુરી પાડે આશજો.
નવ કરશો જન કોઇએ નાસા નાશજો.
દયાવંત ડાકતરને મોકલીશું અમોજો;
હીંમત હારી હરભડશોમાં કોઇ તમોજો. ॥ ૮ ॥

---

## સાખી.

અંબા આશા પુરશે, બ્યારાહી કરશે વહારરે;
પ્રજા પાળશે પ્રીતથી, બમનજી સીરદારરે.

---

## ધન બ્યારાહી માત ઉમરેઠમાં આવીને કરૂણા કીધી
## એ રાગ.

---

સુણો નરનારી મંગળકારી, બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુઃખ દરિયામાં, સુખના શીળા લાવીયા.

એ ધ્યાન ધણીનું ધરવાને, દુખીયાંનાં દુખડાં હરવાને;
પાપી પ્લેગને શિક્ષા કરવાને,
સુણો નરનારી મંગળકારી બમનજી શેઠ આવીયા,
જુઓ વીચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૧ ॥
ગોલવાડે ગજબ થયો ભારી, દુખીયાં થઈ બેઠાં નરનારી;
તસ્કરની તોપ થઇ જારી,
સુણો નરનારી મંગળકારી બમનજી શેઠ આવીયા,
જુઓ વીચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૨ ॥
શેઠ બમનજીએ કળ ધારી, વીગતે સૌ તેડયા વેપારી;
તેને સમજણ આપી બહુ સારી,
સુણો નરનારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૩ ॥
મન ડર લાવી દુર નવ જાવો, નહી ફાવે પ્લેગ તણો દાવો;
ઉર ઉચાટ તજી પાછા આવો,
સુણો નરનારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૪ ॥
ઘણું શીળ સ્વભાવે સમજાવે, ગુણવંતા ગુસ્સો નહી લાવે;
મુરખ જન મનમાં નવ આવે,
સુણો નરનારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૫ ॥
સૌ મામલતદારનો પાડ માનો, અતી ઉપકારી જન એ જાણો,
કાઢયો પ્લેગ છુપાયો જે છાનો,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા,
જુઓ વીચારી દુઃખ દરીયામાં, સુખના શીળા લાવીયા.॥ ૬ ॥
સદા શેઠ સરવની પેર પુછે, અગનાનીને અવળુ સુજે:
બુધ્યહીણા બુદ્ધ અવળી બુજે,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વિચારી દુઃખ દરિયામાં સુખના શીળા લાવીયા. ॥ ૭ ॥
ફંદીને ફંદ ભલો ફાવ્યો, દુખમાં દુખ વધવાનો દાવો;
ફરી અવસર કયાં આવે આવો,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા.

જુઓ વીચારી દુઃખ દરિયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૮ ॥
અરજીપર અરજીઓ કરતા, દેશ આગલા પાછલા ઉર ધરતા;
દયાવંત દયા દીલમાં ધરતા,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વિચારી દુઃખ દરિયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૯ ॥
એ અદલ ન્યાયના અધીકારી, આવી ઉમરેઠ મધે અસવારી,
શરણાંગતને છે સુખકારી,
સુણો નર નારી મંગળકારી, બમનજી શેઠ આવીયા;
જુવો વીચારી દુઃખ દરિયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૧૦ ॥
પુણ્યશાળી તખ્ત બીરાજે છે, દુખીયાંનાં દુખડાં ભાજે છે;
ત્યાં ધંટ અદલનો ગાજે છે,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા.
જુઓ વીચારી દુઃખ દરીયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૧૧ ॥
ઈનસાફે ચાલે અગમ ગતી, જેને અમલ તણું અભીમાન નથી.
બહુ બનાવટોની ભુમ મટી,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુઃખ દરીયામાં, સુખના શિળા લાવીયા. ॥ ૧૨ ॥
સાચા જન સુખમાં મહાલે છે, સૌ ચીતમાં ચેતી ચાલે છે;
જુઠાને ઝટપટ ઝાલે છે,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા.
જુઓ વીચારી દુઃખ દરીયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૧૩॥
કરણે કીરતી આવી જેવી, ગરબામાં ગવરાવી તેવી.
સૌ કરતા હરતા મહાદેવી,
સુણો નર નારી મંગળકારી બમનજી શેઠ આવીયા,
જુઓ વીચારી દુઃખ દરીયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૧૪ ॥
શુદ બીજ સશીની ગત્ય જેવી, દીનો દીન કળા દીપો તેવી;
રાજારામની આશીસ એવી.
સુણો નરનારી મંગળકારી, બમનજી શેઠ આવીયા;
જુઓ વીચારી દુખદરીયામાં, સુખના શીળા લાવીયા. ॥ ૧૫ ॥

## સાખી.

આશીશ રાજારામની, સેહેજે થાશે સુખરે;
માન્યવંત મોદી મળ્યા, દુર જાશે સઉ દુઃખરે.

## જનીહાર કઉતગ કળજુગમાં, વૈષ્નવની ચેષ્ટા થાય, કઉતક કળજુગમાં. (એ રાગ. )

---

જનીહાર સુખડાં કરવાને, મળ્યા બમનજી સીરદાર;
દુખડાં હરવાને. ટેક.
બમનજીએ બુધ વીચારી, બંધ કરી દુઃખ બારીરે;
ગુણનીધી ગુલાબદાસ ભાઇ,
અતી થયા ઉપકારી, સુખડાં કરવાને;
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૧ ॥
રત્ન રૂપ રતનલાલ ભાઇ, અમૃત વાણી મુખરે;
દુખ વીડારણ દાક્તર સાહેબ,
સૌને કરતા સુખ સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર દુખડાં હરવાને. ॥ ૨ ॥
બોધ કર્યો બમનજી સાહેબ, ધીરજ રાખો મનરે;
સુરજ અગ્ની સાક્ષી થશે સૌ,
કરજ્યો હોમ હુવન, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૩ ॥
વાત સુણી સૌ વીપ્રો મળીયા, કીધા યાગ યગંનરે;
વાહાર કરી બ્યારાહી દેવી,
પ્રીતયે થયાં પ્રસન, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૪ ॥
ફતે કરી ફોજદારે ઝાઝી જશ ઝાજેરો લીધોરે;
જમાદાર અન્ય પોલીસના જન,
બહુ બદોબસ્ત કીધો, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર દુખડાં હરવાને. ॥ ૫ ॥
લુચ્ચા લબાડી ચોર તણું સૌ, જુઠું પડીયું જોરરે;
અંધારી રાતે મધરાતે,
બહુધા થયા બપોર, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૬ ॥
લક્ષવશા લક્ષ્મણરાવે પણ, મેહેનત મોટી લીધીરે;

ગુણવંત ગોરધનભાઇ કાળીદા,
અનહદ કુરણા કીધી, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૭ ॥
ઝાઝો જસ જીવરામે લીધો, ડેહેલે વસ્યો દરબારરે;
ઇનસાફી ઇનસાફ કરે છે,
માન્યવંતા મામલતદાર, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૮ ॥
મંચેરજી સોરાબજી સાહેબ, સીવીલ સરજન આવ્યારે;
પોલસ વાળાને પરજા પ્યારી,
સીખદઇ સઉ સમજાવ્યા, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુખડાં હરવાને. ॥ ૯ ॥
ઘણાં વરસની ગોલવાડયમાં, ગંદકીનો નહી પારરે;
ખણી ખોદી બબ્બે ધોઇ ધોળી,
સ્વચ્છ થયાં ઘરબાર, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર દુખડાં હરવાને. ॥ ૧૦ ॥
માન્યવંતા મોદીજી પોતે, પુરી બતાવી પેરરે;
પ્લેગ પકડી પેરામાં નાંખ્યો,
થઇ છે લીલા લેહેર, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર; દુઃખડાં હરવાને. ॥ ૧૧ ॥
અદલ ન્યાય ઇનસાફી પોતે, ઇશ્વર કેરો અંશરે.
બ્રહ્મ વસ્તી મન આશીશ ભાખે,
વૃધી પામો વંશ, સુખડાં કરવાને.
મળ્યા બમનજી સીરદાર, દુઃખડાં હરવાને. ॥ ૧૨ ॥

---

## સાખી.

વંશ તણી વૃધી થજો, માજી કરજ્યો મેહેરરે,
દોલત યશ ને દીકરા, થાજો લીલાલેહેરરે;

---

મેહેતે વગાડયો શંખ, સમર્યા વન્યમાળી;
લાગી હસવા ચારે બ્રણ, માંહો માહ લે તાળી. } એ રાગ.

---

અતી ઉત્તમ ઉમરેઠ ગામ, બ્રહ્મ વણીક ઝાઝા;
વળી વસે અરાડે વર્ણ, મન મોહોટી માઝા. ॥ ૧ ॥
દરસાલે મોહોટુ દુઃખ, પાણીનું પડતું;
સઉ સરોવર સુકાઇ જાય, નીરવીણ બહુ નડતું. ॥ ૨ ॥
ખઈડીઆમાં અધીક માસ, આ સાલે આવ્યો;
અતી મન સૌનાં ઉદાશ, ફંદીને ફંદ ફાવ્યો. ॥ ૩ ॥
મહારાણીજીનું રાજ્ય, સદા સુખકારી છે;
પુરો પરજા ઉપર પ્યાર, અતી ઉપકારી છે. ॥ ૪ ॥
મળ્યા બમનજી સીરદાર, સુખ સૌને થાશે;
એ ખોશે તમારૂ દુઃખ, રેહેજ્યો વીશવાસે. ॥ ૫ ॥
ધણું હુરાપરા બહુ લોક, અવનીપર રેહે છે;
કરે વાંકી વસમી વાત, દુખ સહુને દેછે. ॥ ૬ ॥
શેઠ બમનજી સીરદાર, જુગતી સૌ જાણે;
અતી ધનસારૂ ઉમરાવ, ઉરપર નવ આંણે. ॥ ૭ ॥
જરવાળા ઝાઝા જન, પરગામે પેઠા;
રહ્યા ગરીબ ઉમરેઠ ગામ, ચીંત્યામાં બેઠા. ॥ ૮ ॥
શેઠ બમનજી સીરદાર, સુધ્ય સૌની લીધી;
ઘણી ધીરજ આપી ધીર, કરૂણા બહુ કીધી. ॥ ૯ ॥
ખટકરમી ઉમરેઠ જન, બ્રહ્મ વસ્તી ઝાઝી;
અમૃતમાં મળીયું ઝેર, વીખવેલી બાઝી. ॥ ૧૦ ॥
કોઈ મૃત્યુ પામે જન, ડરથી દુર જાએ;
જાણે કાડશે માંડવા માંહ્ય, દુઃખ સૌને થાએ. ॥ ૧૧ ॥
ધોઇ નાખશે ઘરબાર, કયારે સુકાશે;
રેહેવું પડશે માંડવામાંહ્ય, બાળકડાં શું ખાશે. ॥ ૧૨ ॥
આ બ્રહ્મ વસ્તી ભય દુઃખ, ભાષણથી કાપ્યાં;
જાણી અંતરની ઉમરાવ, સુખ સૌને આપ્યાં. ॥ ૧૩ ॥
અહો શાણા શીર સીરદાર, અરજી ઉરધરી;
ભુલ ચુક કરો સૌ માફ, મુજપર મેહેર કરી. ॥ ૧૪ ॥
આજ સરદપુનેમને દીન, સુખડાં સેહેજ થયાં;
મળ્યા ગણપતરાવ શીરદાર, દુઃખડાં દુર ગયાં. ॥ ૧૫ ॥
વધા કલેકટર વાણ, સઅજજ સુખ કરશે;

શેઠ બમનજી સીરદાર, દયાળુ દુઃખ હરશે. ॥ ૧૬ ॥
બ્યારાહી અકલામાંહ, ગરીબ અહસ્થો રેહે છે;
થાજો શેઠનો જયજયકાર, સૌ મુખથી કેહે છે. ॥ ૧૭ ॥
આશીશ ભોળાનાથ, તણી ઉરમાં ધારો;
થાજો સૌનો જયજયકાર, ઉલટથી ઉચારો. ॥ ૧૮ ॥

### દોહરો.

બહાદુર શેઠ બમનજી, સત્યવાદી સીરદાર;
દયાનીધી દાતા અતી, પરજા ઉપર પ્યાર.






# ઉમરાવની અગમચેતી.

## ગરીબ ગરબાઓની સંભાળ.

## અને

## ઊમરેઠની આબાદી.

---

(બાંનાની પત્ય રાખ્ય, પ્રભુ તારા બાંનાની પ્રત્ય રાખ્ય.)

એ રાગ.

---

બમનજી સીરદાર, સુખકર બમનજી સીરદાર,
પુરો પરજા ઉપર પ્યાર, સુખકર બમનજી સીરદાર; ટેક.
સંવત ઓગણી ચોપન કેરો, અધીક આશ્વીન માસ;
ગજબ ગોલવાડે થયો છે, તનમાં પડયો સૌને ત્રાસ. સુખ-પુરો. ૧
બ્રહ્મપુરી ઉમરાવતી ઉત્તમ, બ્રહ્મ વણીકના વાસ;
મુંબાઇ સુરત મરકીએ માર્યું, ચમકી રહ્યો તન ત્રાસ. સુખ-પુરો. ૨
મુંબાઇથી મરકીમા આવ્યાં, લેઇ પુત્રો પરીવાર;
પ્રથમ પુંજા ગોલવાડે થઇ જ્યાં, ગર્વના સરદાર. સુખ-પુરો. ૩
ત્રાહે ત્રાહે સૌ ગોલા પોકારે, વેગે કરો કોઇ વાહાર;
મોદીજીએ મેહેર કરી સુણી, પરજા તણો પોકાર. સુખ-પુરો. ૪
મામલતદારે હુકમ કીધો, ગોલા કાઢયા ગામબાર;
હીમતધારી વણીક રહ્યા તેને, મરકીએ માર્યો માર. સુખ-પુરો. ૫
નાસે ત્રાસે પુરજન સરવે, હવોછે હાહાકાર,
બુધ્ય હીણા બુધ્ય અવળી સુજે, ગુણ હીણા ગુમાર. સુખ-પુરો. ૬
શીળ સ્વભાવે સમજણ આપે, જાન બચાવો જન;
મરકી માતા મેહેર કરશે સૌ, કરોને યાગ યગંન. સુખ-પુરો. ૭
યગંનમાં મોદીજી પ્રથમે, આપ્યો રૂપૈયો એક;

ધન્ય સીરદાર સીરદારી તમારી, ધન્ય વીદ્યા વીવેક. સુખ-પુરે. ૮
રાત્ય દીવસ પોતે રટણુ કરીને, કામ પ્રજાનાં કીધાં;
લક્ષણુ મરકી માતાનાં સરવે, સૌને સમજાવી દીધાં. સુખ-પુરે. ૯
શરદપુનમની રાતે સબજજ, મોદીજી મામલતદાર,
વ્યારાહી ચકલે સર્વ પ્રજાને, સીખ દીધી સીરદાર. સુખ-પુરે. ૧૦
વાત સુણી વીસવાસજ આંણી, અતી જાણ્યો ઉપકાર;
ઘરબાર મરકી માતાને સોંપી, સરવે ગયા ગામબાર.સુખ-પુરે.૧૧
મરકી માતા ચોમેર જોતી, નજર ન આવેકો જન,
ઉંદર બીચારા હાથમાં આવ્યા,ચુશી નાંખ્યાં તેનાંતન.સુખ-પુરે.૧૨
આડ સુરેલી સુંદલપુરા, થડમાં થામણા ગામ,
આશીપુરાને અમીજપુરામાં, વણીક તણા વીશરામ.સુખ-પુરે.૧૩
ત્યાંથી છાંના છટકીને પોતે, ગુમાર આવે ઘેર;
વદન વીકાશી મરકીમા તેને, ઝડપીને દેતી ઝેર. સુખ-પુરે. ૧૪
કરૂણાકર કલેકટર પાનશે, ગણપતરાવ સીરદાર;
બ્રહ્મદેશીસ્થ ધરમ ધોરીંધર, દયાનીધી દાતાર. સુખ-પુરે. ૧૫
દયાવંત ડીસોજા સાહેબ, ગુણીયલ મળ્યા ગુરૂવાર;
ઉમરાવતી ઉલટથી તપાશી, પરજા ઉપર પ્યાર. સુખ-પુરે. ૧૬
ગરીબ અરથે ધરમ દુકાને, વસ્ત્ર વાસણને અન્ન;
મોદીજીનો જય બોલાવી, પામર થાય પરસન્ન. સુખ-પુરે. ૧૭
વિવેકી રણછોડલાલ વકીલની, મેહેનતનો નહીં પાર;
પરગજુ પરમારથકામે, તનમનથી તૈયાર. સુખ-પુરે. ૧૮
માંડવે માંડવે ગ્રહસ્થ ગરીબોની, પુછીને કાઢે પેર;
ધરમ દુકાને શરમ લાગે તેને, ગુણનીધ પોચાડે *ઘેર.સુખ-પુરે. ૧૯
આનરેબલ ગોકળદાસભાઇ, દયાળુ દીલદરીયાવ;
વારે વારે અતી શ્રમીતથાએભલો, ઉમરેઠ જનપરભાવ. સુખ-પુરે. ૨૦
કારતક વદી ત્રતીયાને દીવસ, આવ્યા ઉમરેઠ ઉમરાવ.
ધરમ દુકાને પામરજનોનો, ભારે ભાળ્યોછે ભરાવ. સુખ-પુરે. ૨૧
વકીલ રણછોડલાલની પ્રતે, વધ્યા વિવેકી વાણ,
જર તણો ટોટાવો પડેતો, ઝટપટ કરજો જાણ. સુખ-પુરે. ૨૨
ધન્ય કમાઇ ધન્ય પુરષારથ, પરમારથપર પ્રીત,

---

*માંડવો.

અધીપતી આનરેબલ જાણે, રાજસ કેરી રીત. સુખ-પુરે. ૨૩
જંગલ માંહે મંગળ સૌને, વીસરી ગયાં ઘરબાર;
જંન સરવકો જીવતા રહ્યા, અતી મોદીજીનો ઉપકાર. સુખ-પુરે. ૨૪
ઘર બળ્યા પછી કુપ ખોદાવે, અગની કયમ ઓલવાય;
અગમ ચેતી ઉમરાવ મોદીજી, થયા નથી કોઇ થાય. સુખ-પુરે. ૨૫
વડીલ તમારા ભક્ત શીરોમણી, સુરજ અગની સાહ્ય;
જ્ઞાતી માંહે ઉમરાવ પદવી, નેક ચુકાવે ન્યાય. સુખ-પુરે. ૨૬
દયાનીધી દાતાર અતીછો, ઇશ્વરકેરા અંશ;
બ્રહ્મ વસ્તી સુખ આશીશ ભાખે, વૃધી પામો વંશ. સુખ-પુરે. ૨૭
જમાદાર ફોજદાર પોલીશ જન, ગામ રક્ષક ગુણવાન;
આ અવસર ઇશ્વરે આપ્યા, ભલા જનો ભાગ્યવાન. સુખ-પુરે. ૨૮
કારતગ વીદ સાતમને સોમે, મેઘાએ કીધી મેહેર;
અનાવ્રષ્ટી અદકેરી કીધી, ઝાઝેરૂ ધોયું ઝેર. સુખ-પુરે. ૨૯
કરણે કીરતી આવી જેવી, વાંગતે કર્યો વીસ્તાર;
આશીશ ભોળાનાથની, જન સૌનો જેજેકાર. સુખ-પુરે. ૩૦

---

## દોહરો.

ગણપતરાવ ગુણ ગણપતી, ડીસોજા દરીઆવ;
બહાદુર બમનજી સઉ, ઉમરાવો ઉમરાવ.

---

## ખાનબહાદુર શેઠ બમનજી એદલજી મોદી ખેડાજીલ્લાના ડીસ્ટ્રીકટ ડીપ્યુટી કલેકટર સાહેબ બાહાદુરનો મુકામ ઉમરેઠથી જાનેવારી માસમાં ઉપડયો તે સમયના મેળાવડામાં ગવાએલી કવીતાઓ તથા ભાષણ.

સભાના સરવે મેહેરબાનો અને ગ્રહસ્થો ઊમરેઠ ગામને

માંથે પ્લેગના ભયની મોટી આફત આવી હતી જે આફત આપણાં દયાળુ શ્રી વીકટોરીયા માહારાણીજીના રાજયમાં માન્યવંતા ખાન બહાદૂર શેઠ બમનજી એદલજી મોદી ખેડાજીલ્લાના દી. દી. કલેકટર સાહેબના પધારવાથી દૂર થઇ સઘળા માણસોના જયાન બચ્યાછે તેમજ ગરીબ ગરબા વીગેરે સરવે પ્રજાને સુખ મળવામાં કોઇ પ્રકારની ખામી રહી નથી. ભાઇઓ અગમચેતી કરવી એ એક મોટી એશ્વર્યતા છે અને એ વિદ્યા પરમેશ્વરે પોતાના માનીતા પુરૂશોનેજ બક્ષેલી છે.

એવા જે ઇશ્વરની કૃપાવાળા ઉમરાવ અમલદાર આપણને પ્લેગના ભયથી બચાવા ઉમરેઠ ( ઉમરાવતી ) પધાર્યા જેથી પરમેશ્વરે પોતાના માનીતા અમલદારની મરયાદા રાખી યમરાજાના દુતોને ઉમરેઠમાં આવતા અટકાવ્યા અસલથીજ એઉ સાહેબના ઘરમાં ઊમરાવી ચાલતી આવે છે અને એઉ સાહેબના કુટુંબના આશ્રય નીચે ઘણા ગરીબો સુખ પામે છે તે વાત સરવેને અજાણી નથી. ગરીબ માણસોને માટે વસ્ત્ર વાસણ અને અન્ન આપવા ધરમાદા દુકાન કાઢેલી છે. જેથી ઘણા ગરીબો આનંદ પામી શેઠ સાહેબનો જય બોલાવેછે પોતાના પદરના પૈસા ધરમાદા કામમાં વાપરવા આ ઉમરાવનો જોટો ભાગ્યેજ મળી આવશે. તેમજ ઉમરેઠના ગ્રહસ્થોએ ધરમાદા દુકાનમાં મદદ કરવા કોઇ પ્રકારની બાકી રાખી નથી. વળી સુખમાં સુખ વધવાનો બનાવ એવો બન્યો કે જે બનાવ આપણી જીંદગીમાં આપણે જોયો નહતો તે બનાવ એછે કે જી. ડી. ગણપતરાવ દામોદર પાનશે દેશીસ્થ જ્ઞાતીના બ્રાહ્મણ આપણા ખેડાજીલાના કલેકટર સાહેબને હોદે બીરાજયા અને તેઉ સાહેબે તથા ખાન બહાદુર શેઠ બમનજી એદલજી મોદીએ શ્રી મહારાણીજી વિકટોરીયાના કાયદા કાનુંનો અને રૂલો અમલમાં લાવી સર્વ પ્રજાને સુખદેવા ખાંમી રાખી નથી જેથી એઓ સાહેબોનો મોટો ઉપકાર થયેલો છે તેમજ રાવસાહેબ ગુલાબદાસભાઇ આણંદ તાલુકાના મામલતદાર સાહેબ તથા પોલીશ અમલદારો કારકુનો સર્વે રૈયતનું ભલું ચાહનાર અને દયાળુ મળી આવ્યા છે જેથી કોઇ જાતના બંદોસ્તમાં

ખામી રહી નથી જેથી કરીને બીજા ગામોનાં મરણ સાથે, ઉમરેઠ ગામનાં મરણ સરખાવતાં આ ગામના લોકોમાં હવે પ્લેગ હોય એમ માનવાને અસકય છે.

માન્યવંતા ખાન બહાદુર શેઠ બમનજી એદલજી મોદી ખેડા જીલ્લાના દી. દી. કલેકટર સાહેબ બહાદુર.

જેવી રીતે શ્રીકૃષ્ણ ભગવાને શ્રીગોકુળ ગામમાં કાળંદ્રીને કાંઠે કાળીનાગ જે કે ઘણી પ્રજાને દુઃખ દેતો તેને દમણ કરી તેના નાકમાં ગેડીની નાથ ઘાલી સીધો કરી રઇયતનું દુખ કાપ્યું તેવીજ રીતે કાળીનાગ રૂપી પ્લેગના ભયને નાથ ઘાલી કેદરાખી સર્વ પ્રજાને સુખ આપવા આપ દયાળુ સાહેબે બાકી રાખી નથી જેથી ( નાગ દમણ ) આ નામનું મારા બાપ પંડ્યા. રાજારામ લક્ષ્મીદત કડાકે નીતીના ગાનથી બઇરાંને વીવામાં ગાવા લાયક પુસ્તક બનાવ્યું છે તે પુસ્તક અરપણ કરવા સર્વ ગુણ સંપનવાળા નેક નામદાર સાહેબની શોધ આજ દીન સુધી કરતો હતો, પરંતુ પરમ દયાળુ પરમેશ્વરે આ સમયે આપ નામદાર સાહેબનો પ્રસંગ કરાવ્યાથી એ પુસ્તક આ વખતને અનુસરી આપને અર્પણ કરવા મારા મનના આત્મા રૂપી ભગવાને કબુલ કર્યુંછે તેથી તે પુસ્તક આપને અર્પણ કરૂંછું તે સ્વીકારવા શ્રમ લેશોજી આપના ગુણ પોઢ છે ને મારૂ પુસ્તક તો જુજ છે પરંતુ તવંગરનું ફુલ ને ગરીબની ફુલની પાંખડી સરખે દરજે ઇશ્વર કબુલ રાખે છે તેવીજ રીતે મારી અર્પણ પત્રીકા કબુલ રાખશોજી. પરમ દયાળુ પરમેશ્વર આપનો દીર્ગાયુસ કરો.

મહેરબાન સાહેબો પદ્યમાં કાંઇ જુજ કવીતાઓ બનાવી છે તે શ્રવણ કરવા શ્રમ લેશોજી.

ચાલ્ય છપ્પો.

## મંગળાચરણ અંબાદેવીનુ.

આદ્ય શક્ત ઈછાય, રાય આરાસુર વાળી;
જગત જનુની માત; સાહ્ય કરજો સંભાળી.
માજી કરજો મહેર; લેહેર સરસ્વતીની આવે,

ગુણીજન ગાવે ઘેર, ભેર ભાવેથી ભાવે.
મું૰ મતી મારી ઘણી, કોટીક વાર શું કહું કથી;
તુજ પાખે કોઇ માહરે, સાહ્ય થવા સમરથ નથી.

## ચાલ હરીગીત.

પેહેલું વેહેલું ગણુપતીનું નામ લ્યો સૌ સર્વદા,
શીશુને સુખ આપશે મા આરાસુરની અરબુદા;
એ ઇશ અરજી ઉરધરી સુખ સૌ પ્રજાને આપજે,
માહારાણીજીના રાજ્યના સૌ સત્રુને સંતાપજે.
આ પ્રેત રૂપી પ્લેગ રસ્તે જાતાં આવી વળગીયું;
ગજબ ગોલવાડે થયો એ સાવલીનાથી સળગીયું.
આ પ્લેગનું મુળ ઝપટ ઝુંડી શીશુંને સુખ આપજે;
માહારાણીજીના રાજ્યના સૌ સત્રુને સંતાપજે,
જી. ડી. ગણુપતરાવ પાનશે કલેકટર હોદ્દે મળ્યા;
અગમગતી ઉમરાવ મોદી તાપ ત્રીવીધીના ટળ્યા,
આશીશ ભોળાનાથની સીરદાર સુખમાં રાખજે;
માહારાણીજીના રાજ્યના સૌ શત્રુને સંત્તાપજે.

## ચાલ છપ્પો.

ધન ધન ગણુપતરાવ, દામોદર પાનશે મળીયા.
બ્રાહ્મ જ્ઞાત દેશીસ્થ, દયાથી તાપજ ટળીયા;
ફર્સ્ટ કલાસ સીરદાર, ઇનામી ગામો ઝાઝા.
મોટા મહીપમાં માન્ય, અસલથી મોહોટી આઝા;
ધર્મ ધોરીંધર આપ, દયાળુ દાતા દાની.
ચૌદ વિદ્યા ગુણ જાણુ તણા ગુણીયલ છો જ્ઞાની;
વડીલ વિવેકી આપના, ગુણીયલ ગંભીર ગુણ ઘણા.
સુખદાયક શેન્યાપતી, બાજીરાવ પેશવા તણા.

## ચાલ ભુજંગ.

સદા સર્વદા સારદા સુખ આપે, કરી મેહેરની લેહેરને કષ્ટ કાપે;
જુઓ જન સરવે વીવેક વીચારી, બમનજી એદલજી સદાસુખકારી.
માહા રાણીનારાજની રૂડી રીતી, પ્રજા પાળવા જેહની પૌઢ પ્રીતી;

કર્યા કાયદા ન્યાય નીતી વીચારી, બમનજી એદલજી સદાસુખકારી.
ભલેજી પધાર્યા સરવસુખ મળીયું,પાપી પ્લેગના પાપનું દુઃખ ટળીયું;
વીવેકી વદનથી વધાછો વીચારી, બમનજી એદલજી સદાસુખકારી.
પ્રતીદીનદિનજંનનાં દુઃખ કાપ્યાં,અભીત થઇસદા સર્વને સુખ આપ્યાં;
અતીને અતી બહુથયા ઉપકારી, બમનજી એદલજી સદાસુખકારી.
તખતપર બહાદુર મોદી બીરાજે, અદલ ન્યાય ઇનસાફનો ધંટગાજે;
હરામી હઠયા હીમતે હૃદ્ય હારી, બમનજી એદલજી સદા સુખકારી.
વાસણ અન્ન વસ્ત્રોતણુ દુઃખવામ્યા, પામરજન સર્વે સદાસુખ પામ્યા;
અગમચેતી ઉમરાવની ઉપકારી, બમનજી એદલજી સદાસુખકારી.
વડીલો તમારા ધરમ ન્યાય તોળે, પાળે બોલ પોતે સશી સુરટોલે;
ઉમરાવી અસલથી અતી ઉપકારી, બમનજી એદલજી સદાસુખકારી.
વીયોગ વાહાલથી સર્વને દુઃખવ્યાપ્યું,સદાસર્વદા સર્વને સુખ આપ્યું;
ફરીને ફરી શુધ લેશો હમારી, બમનજી એદલજી સદાસુખકારી.
પ્રજા સર્વ પ્રીતે પ્રભુ પાયલાગે, સદા શીર છાજો પ્રભુ પાસ માગે;
ભોળાનાથ આશીશ હયોઉરધારી, બમનજી એદલજી સદાસુખકરી.

ચાલ મનહર.

મનહર માન્ય વંતા બહાદુર બંમનજી શેઠ;
ઉમરેઠ માંહી આપ પ્લેગ અધિકારીછો.
ડીસ્ટ્રીકટ ડીપ્યુટી આપ કલેકટર હોદાની છાપ;
અતિ અગમ ગતિ આપ અતિ ઉપકારીછો.
અસલથી ઉમરાવી મોટા મોટા મહીપ માંહિ;
કૈસરેહીંદ કેરા આપ કારભારીછો.
ભલુ નામ ભર્તખંડે ઘોર સુરે ગાજી રહ્યું;
ગામે ગામ ઠામે ઠામ નેક નામદારીછો.
ઉગાર્યાં ઉમરેઠ જન તન પાપ પ્લેગથી;
અગાઉથી અગમચેતી આપ ઉમરાવની.
દાશ દાબી દયા દાખી દરીયાવ દુઃખ દાબી;
કુલીનની કુલીનતા ક વખતે કામની.
ધરમ દુકાને ઢગ અન્ન તણા માર્યા અતિ;
નીરાધારી નર નારી લેવા નીત્ય આવેછે.
પ્રતિ દીન ભારે ભીડ પામર જનોની પ્રૌઢી;

મુખથકી જેજેકાર મોદીના બોલાવેછે.
સુદી બીજ ચંદ્રચાલ દીનો દિન દિપે જેવી,
તેવું નામ વાધો નવખંડે આપ નામનું.
ભુલચુક ભોળાનાથ માગે માફ આપો આપ,
અખંડ અમર નામ રાખે અંબ આપનું.

## લાવણી.

( પધારે વટપતન સ્વામીરે. એ રાગ. )

બાહાદુર બમનજી સારારે, બાહાદુર બમનજી સારા.
અગમ ગતી ઉમરાવ રખે, થાઓ નેનનથી ન્યારા.
અદલ ન્યાય તખ્તે બિરાજોરે, ( ૨ )
શીર છત્ર સીરદાર સદા શેવકને શીર છાજો.
મરકીનું મુળ કાઢયું મારીરે, ( ૨ )
અતી અતી ઉમરાવ થયા ઊમરેઠ પર ઊપકારી.
અતી બહુ શ્રમીત ઘણા કીધારે, ( ૨ )
સેવકના સુખમાટ શ્રમીત થઇ અતી શ્રમ લીધા.
બત્રીસ લક્ષણ બુધશાળીરે, ( ૨ )
ધરમ ધ્વજ આપ દ્વારે ફરકે પુરા પુન્યશાળી.
વદયા આપ મધુરી મુખ વાંણીરે, ( ૨ )
સમરસેટ કેપ્ટન સૂખદાયક ગુણીયલ બહુ જ્ઞાની.
દયાળુ દુખ સઊનું હરશેરે, ( ૨ )
સદા સરન સાહેબને રહેજયો સુખ સઊને કરશે.
મળ્યા સૌ નેકી નામદારોરે, ( ૨ )
ભલે પધાર્યા આપ શ્રમીત થઇ કીધા ઉપકારો.
વાજાંતો છત્રીસે વાજેરે, ( ૨ )
ધજા પતાકા ફર ફરે ઘોર ઘડીઆળે ગાજે.
તખતપર મોદીજી છાજેરે, ( ૨ )
સનમુખ પરજા સરવે આવી સલામને કાજે.
વડો મન આવ્યો વીશ્વાસેરે, ( ૨ )
દૈવી જનોના ચરણ સ્પર્શથી દુખડાં દુરજાશે.
મડમ સાહેબો સુખકારીરે, ( ૨ )

રશી મુકીને રોગ નસાડે અતીશય ઊપકારી.
રાવસાબ ગુલાબદાસ ભાઈરે, ( ૨ )
માન્યવંત મામલતદાર સાહેબ સદા સુખદાઈ.
ભોળાનાથ ભાવકરી ભાખેરે. ( ૨ )
સભાસદોજન સરવે, સુખમાં જુગતબારાખે;

## આનંદ કુંડળી.

બીયોગ વળગ્યોવાહાલનો, આનંદ નદ ઉભરાય;
સરવે જોતા શેઠને, ત્રમી નેન ન થાય;
ત્રપ્તી નેન ન થાય, સુખના સીંધુ દેખી.
જયમ જળ વખુટ્ટ મછ, વછ સુરભી દુરપેખી;
ચકોર ચાહત ચંદ્રકુ, થાક્યા શોધે છાય.
સરવે જોતા શેઠને, ત્રપ્તી નેન ન થાય;

---

## આશીશા શ્લોક.

બાહાદુર બમનજી બડા મહીપરે:
જવહી જોડ જગતે જડે.
ઉમરાવતીના જન જીવ્યા અતી;
ઉમરાવની અગમ ગતીવડે.
સીધી રીધી સમૃધી સારદાકેરી સાહાયજી;
બહાદુર બમનજી સદાસુખમાં.
રાખો શ્રી રણછોડરાયજી;

## દોહરો.

ન્યુ સાહેબને નીરખતાં, નેને ચુકવ્યો ન્યાય;
પરજા પાળશે પ્રીતથી, સૌની કરશે સાહાય.
સભાસદ જન સુખમાં, રાખે સુરજદેવ;
ભોળાનાથ કહે ભાવથી, હર હર હર મહાદેવ.

---

તા. ૩૧-૩-૯૮.

મેહેરબાન સમરસેટ કેપટન ખેડાજીલ્લાના પ્લેગ ઓફીસર સાહેબનો મુકામ ઉમરેઠથી ઉપડયો તે પ્રસંગ સ્ટેશનપર ગવાયલી કવીતા.

આનંદ કલ્યાણ કુંડળી.

રાણીરાજ સુખમાં રહો, સમરસેટ કેપટન;
ઉમરાવતી જન ઉલટથી, ભાવેવશા ભોવન.
ભાવે વશ્યા ભોવંન, સુખ સરવેને આપ્યું;
શાણા સીર સીરદાર, દુઃખ રૈયતનું કાપ્યું.
મહમ સાહેબો મળી, રશીથી રોગ નસાડયો;
જીવાડયા સો જન, પલેગ પકડી દુરકાડયો.
ઉમરાવતીને પ્લેગથી, મુક્તકરો હઇમંન;
રાણીરાજ્ય સુખમાં રહો, સમરસેટ કેપટન.

દોહરો.

સુખ પામ્યા સો સર્વદા, મહારાણીનું રાજ્ય;
આશીશ ભોળાનાથની, સુખમાં રહો સમાજ.

---

ખાનબહાદુર બમનજી એદલજી મોદી ખેડાજીલ્લાના
ડી. ડી. કલેકટર સાહેબની ઓફીસના કારકુનો
વીગરેની યાદગીરી.

---

ચાંદલીયા ચાલીશ માં અતી ઉતાવળો ( એ રાગ. )

નેકી નોકર બહાદુર બમનજી તણા;
પારસ સંગે સોવ્રણની શાની મણા. ટેક.
સુભમતી સીસ્તેદાર સારા સોભીતા,

રઘુનાથરાવ રાવજી નઉત્તમ નામજો;
ભક્ત સીરોમણ કારકુન ભોગીલાલછે,
કળજુગે કર કુશળતાનાં કામજો. નેકી. ૧
પ્રીત પીતાબરદાસ તણી પ્રોઢી અતી,
વાહાલ પ્રભુપર રાખે પરભુ લાલજો;
કરૂણાકર કારકુનો સૌ ભેગા મળ્યા,
સત્ય ધર્મી સૌ ઉપર સરખો વાહાલજો. નેકી. ૨
ઉમેદવારો આનંદી ઓફીસના,
મોહન, ગોરધન, ઉમીયાશંકર, નામજો;
રાવઠીવાળા ત્રીભોવન રાજી રહે,
મનથી કરતા મુખતીયારનું કામજો. નેકી. ૩
રસોઇ રેવાશંકર રાવણીયો કરે,
ખાન પાનથી સર્વે પામે સુખજો;
ઉતમ અવદીચ બ્રાહ્મણ સૌ ભેગો મળ્યો;
ભોજન જમતાં ભવની ભાગે ભુખજો. નેકી. ૪
પટ્ટાવદ સૌ પટ્ટા વાળા શોભીતા,
અહમદ, મહમદ, મીયાંભાઈ, આવદીનજો;
શાંત સ્વભાવી ચારજન ગુસ્સો નહિ,
દુઃખવામી સૌ સુખના પામ્યા દીનજો. નેકી. ૫
રસોઇયા સાહેબના રાજી રહે સદા,
ભોળાનાથનું માન્યું સઊપર મનજો;
માહારાણીજી રાજ્ય સદારાજી રહો,
પુરસોતમ પરમેશ્વર રહો પરસંનજો. નેકી. ૬



## કપડવંજના મેળાવડામાં કવી. ભોળાનાથ રાજારામ કડાક તરફથી ગવાયલી કવીતાઓ.

### ચાલ છપ્પો, રત્નાગીરી માતાનો.

રત્નાગીરી માત, રત્ન આસનપર બેઠી;
પાપી પ્લેગને મારય, ત્રીશુળ લેઈ ઉતરી હેઠી.
પુછે પ્લેગને માત, અલ્યા તું ક્યાંથી આવ્યો;
ચક્ર ફરે ચોપાસ, દાવ તારો કેમ ફાવ્યો.
પ્લેગ જોડયા હાથ, બીહીક મોદીની મોહોટી;
રાણીજીનું રાજ્ય, સત્યની વાગે સોટી.
ખર ખડાયતો લાવીયો, છુપાયો સૌ સાથમાં;
બહાદુર બમનજી વિના, આવું નહીં અન્ય હાથમાં.



# શ્રી માહારાણીના ઉપકાર વિશે કવિતા.

### ચાલ ભુજંગ.

અહો ઈશ અરજી સુણોને હમારી, નમીને નમી હું કહું છું પોકારી;
દયાદીલ લાવી સ્વીકારો સદાજી, રહો રાજીરાજી અમર રાણી માજી.
દીનો દીન એણે અતી સુખ આપ્યાં, કરી કાયદાને સઉ કસ્ટ કાપ્યાં;
ભારે ભયથકી તે પ્રજા રાખી રાજી, રહો રાજીરાજી અમર રાંણીમાજી.
મુસલમાન રાજા અતી કેર કરતા,સુણી નામ ભોળા ભરત લોક ડરતા;
તેથી સૌ પ્રજા આજતો ગાય ગાજી,રહો રાજીરાજી અમર રાંણી માજી.
જુઓ દુસ્ટ નાદીરશા કૃત્ય કુડે, ઘણા હીંદુને કાપીયા હાલ ભુંડે;
છરે છેદતા કાછીયા જેમ ભાજી, રહો રાજી રાજી અમર રાંણી માજી.
વળી તૈમુરે મ્હાન તોફાન કીધાં, જનો જીવતાં પાપીએ બાળી દીધાં;
ઘણી મુરતી મહમુદે નાખી ભાજી,રહો રાજીરાજી અમર રાણી માજી.

ઘણા જન ગુલામો કરી વેચી દીધા, કરી લુટયને બંડના બ્હાર દીધા;
માહારાણીના રાજ્યથી સુખ ભાજી,રહો રાજીરાજી અમર રાણી માજી.
ધન્ય ગામધન્યકામ ધન્યધામરાજા,મોટામહીપમાં મુળથીમાન્ય માઝા;
નીતી ન્યાય સાચે કર્યાં મંન કાજી,રહો રાજી રાજી અમર રાણી માજી.
વાણી વૈખરી માત મુખે ન બોલે, પાળે બોલ પોતે સશી સુર ડોલે;
રહે સાથ્ય શીયાળને સીંહ બાઝી, રહો રાજીરાજી અમર રાણી માજી.
તમોએ અમોને અતી સુખ આપ્યાં, કરી મ્હેરની લહેરને કસ્ટ કાપ્યાં;
મુખે શું વખાણુ નથી બુધ્ય ઝાઝી, રહો રાજી રાજી અમર રાણી માજી.
જન્મોછવતણાં દીન આનંદકારી, રચ્યોમ્હાન દરબાર સદ સુખકારી;
બમનજી એદલજી કીધાં મન કાજી,રહો રાજીરાજી અમર રાણી માજી.
છબી તાહરી સર્વ મધે બીરાજે, બમનજી એદલજી સદા પાસ છાજે;
ત્વારીખ સુણીને સૌ થયા રાજી રાજી, રહો રાજી અમર રાંણી માજી.
કેસવલાલવકીલતોઅતીવ્હાલલાવ્યા,તોરાહારફુલોછબીનેસોહાવ્યા;
રાણી રાજ્ય ભકતો તણી સુખ ભાજી, રહો રાજીરાજીઅમરરાણીમાજી.
પ્રેમાભાઇ નગર શેઠ અતી પ્રેમ લાવ્યા,તોરા હાર ફુલે મોદીજી વધાવ્યા;
સભાજન સર્વે થયા મનરાજી, રહો રાજી રાજી અમર રાણીમાજી.
રાજારામ રાખો અતી રાજી રાજી, છોટાંને મોટાં ગામ કેહે સુખ ગાજી;
અખંડા અખંડ રહો શીર છાજી, રહો રાજી રાજી અમર રાણીમાજી.

## સાખી.

રાણી રાજ્ય સુખમાં રહો, શાણા શીર શીરદારરે;
પકડી બાંધ્યો પ્લેગને, વીગતે કરૂં વીસ્તારરે.

---

## રાગ ( લલીતની ચાલ્ય દેશી ) ( સર્વજનીક. )

અરર ઇશ્વરા દુખ બહુ પડયું, કોંણ જન્મનું કૃત્ય આ નડયું;
અરર હાયરે દુખની ઘડી, પાપી પ્લેગની પીડય બહુ પડી.
પલક એકમાં પ્રાણ જાયરે, અરર હાયરે આશું થાયરે;
સુધ્ય સર્વની સામટી ગઇ, અરર ઇશ્વરા શી ગતી થઇ;
સાહ્ય થાવરે દુઃખ કોઇ હસે, પાપી પ્લેગને કોઇ કરો પરો.
ખાન બ્હાદુરે બુધ બહુ ધરી, પાપી પ્લેગની પીડ સઉ હરી.

---

# કપડવંજના પ્લેગ વીશે હકીકતની લાવણી.

## ભગવાન પતીનાદાન જનમ કેમ કાદ્દું [ એરાગ. ]

પાપી પ્લેગ તણો બહુ વેગ;
કપડવંજ આવ્યોરે, કપડવંજ આવ્યો.
ખર ખડાયતો પ્લેગ, પડાળમાંથી લાવ્યો; ટેક
મુઆ પુત્ર વજ્યું રમખાણ, એ સંતાયાનું લાણ;
અપજશ લીધોરેજી, અપજશ લીધો;
પ્લેગે નાને નાગરવાડે ડંકો દીધો. ૧
તારીખ અરાડ ફેબ્રુઆરી, ભયભિત બન્યાં નરનારી;
થયા ઉપકારીરે થયા ઉપકારી;
મામલતદાર માણુકલાલ સદા સુખકારી. ૨
કર્યું જાણ પ્રજા હેરાન, સૌ ભુલ્યા તનનુ ભાન;
પ્લેગ પીડય ભારીરેજી પ્લેગ પીડય ભારી;
વિનતી કલેક્ટર કાબરાજીને વીસ્તારી. ૩
સુણી પ્રજા તણો પોકાર, અતી અતી કીધો ઉપકાર;
તરત ધાઇ આવ્યારે; તરત ધાઇ આવ્યા;
એ દુઃખ દરિયામાં સુખના શીળા લાવ્યા. ૪
સૌ પ્રજા સલામને આવી, દુઃખ દીધુ દરશાવી;
સુખડાં આપોરેજી સુખડાં આપો.
કુળવાન કાબરાજી કલેક્ટર દુખડાં કાપો; ૫
સુણી દુઃખ અતી શ્રમ લીધા, ત્યાં બહુ બંદોબસ કીધા.
વાહારે વળીયારે વાહારે વળીયા;
મહુમદીયન હિંદુ કચેરીમાં સઉ મળીયા. ૬
કાબરાજીનો ઉપકાર, પુરો પરજા ઉપર પ્યાર;
સુખડાં કરવારે, સુખડાં કરવા;
હોસપીટાલો સ્થાપી, હેતે દુખડાં હરવા. ૭
મળ્યા ગ્રહસ્થો સૌ સુખદાઇ, શેઠ મણીભાઇ સાંમળભાઇ;
દુખદીન કાપ્યારેજી, દુખદીન કાપ્યા;
એક હજાર રૂપીયા, પુન્ય પરમારથ આપ્યા. ૮

મહાજને મદદ કીધી, જેને જેવી રીધી સીધી;
જસ બહુ લીધારેજી, જસ બહુ લીધા;
સોરાબજી ડાકટર શેઠ, વોહોરાંએ કીધા. ૯
પુર પોળે કલેકટર ફરતા, સુબોધ સરવને કરતા;
સ્વચ્છ સૌ રાખોરેજી, સ્વચ્છ સૌ રાખો;
આતુરજન ખુલ્લી હવા તણો સ્વાદ ચાખો. ૧૦
રહ્યા એક માસ મુકામ, કર્યાં પરજા કેરાં કામ;
શ્રમીત થઇ ઝાઝારે, શ્રમીત થઇ ઝાઝા;
શેઠ કાબરાજી કુળવાન, મહીપમાં માઝા. ૧૧
દુઃખ ડાકોરનું દીલ જાણી; દયાળુ દયા દીલ આંણી;
સુખડાં કરવારે, સુખડાં કરવા;
ઉપડીયો મુકામ ડાકોરનુ દુખ હરવા. ૧૨
માઝન જન મળવા આવ્યા, ફુલ હાર તોરે વધાવ્યા;
સુખડાં આપોરેજી, સુખડાં આપો.
ઉમરાવ અમલદાર અમ સુખ અર્થે થાપો; ૧૩
પુરો પ્યાર પ્રજાનો જાંણી, દયાળુ દયા દીલ આંણી;
ઉલટ અંગ લાવ્યારે, ઉલટ અંગ લાવ્યા.
દીસ્ટ્રીકટ દીપ્યુટી કલેકટરને બોલાવ્યા, ૧૪
અતી અગમગતી ઉમરાવી, સ્વારી કપડવંજમાં આવી;
સૌ દુખ ટળીયુંરે સૌ દુખ ટળીયું;
પાપી થરથર ધ્રુજ્યો પ્લેગ, પુરણ પાપ મળીયું. ૧૫
કપડવંજ રસ્તો સારો, પણ પાણીનો ઉધારો,
વાત વીચારીરે, વાત વીચારી;
દસમા માઇલ ઉપર, પાણી પરવ બેસારી. ૧૬
બમનજી થયા ઉપકારી, જળપાન કરે નરનારી,
આશીશ દેછેરેજી, આશીશ દેછે;
જય જયકાર સુખથી, મોદીજીનો કેહે છે.

## સાખી.

ખાનબાહાદુર બમનજી, એદલજી ઉમરાવરે;
દુખડાં દુરજાસે સઉ, ભલો પ્રજાપર ભાવરે.

---

( ગરબી. )

( ચાંદલીયા ચાલીશમાં અતી ઉતાવળોજો. એ રાગ. )

---

ખાનબહાદુર બમનજી સાહેબ આવીયાજો;
અગમગતી ઉમરાવી આનંદ લાવીયાજો. ટેક.
પ્રથમ તપાસ્યાં શેરી ગલી વોહોરવાડજો,
સ્વચ્છ કારવી ગામતણી ગંદવાડજો;
પુરજનમાને મોટીજીનો પાડજો, ખાનબાહાદુર—અગમગતી. ૧
શીખ સાહેબની ચાતુર ધરતા ચીતજો, પરજાઉપર પ્રોઢીરાખે પ્રીતજો;
રટણકરી સમજાવે સૌને રીતજો, ખાનબાહાદુર—અગમગતી. ૨
મરકી કેરા ત્રાસ રહ્યો ત્રણ માસજો, વસ્તીછોડીવન્યમાં કીધા વાસજો;
પરગામે કંઈજન ગયા ચોપાસજો, ખાનબાહાદુર—અગમગતી. ૩
વોરવાડે શરૂઆતેથયાએકેશજો, અન્ય જગાએ વધતોચાલ્યો વેશજો,
પરખી કાડયો પ્લેગતણો પરવેશજો, ખાનબહાદુર—અગમગતી.૪
જવર અવરથી ગુણહીણાગુચાયજો. બંધ કર્યાથી સૌને મુખડાંથાયજો,
પુર બાહેર સૌ કાઢી છે પરજાયજો,
માંડવા બાંધી વસ્તી વગડામાં પડીજો;
લાયો લાગી દુખમાં દુખ આવ્યું ચડીજો. ૫
વીછીવાડે અગની દેવ પધાર્યાજો, વક્ર રૂપે વેશ વધતા વધાર્યાજો,
ખબર થતામાં ખાનબહાદુર પધાર્યાજો,
આનંદકારી અગની દુખ અળગુ કર્યુંજો.
શાણા સીર સીરદારે દુખ સૌનું હર્યુંજો. ૬
કમુ સદુની મેનતનો નહી પારજો, ચોકીકરી સૌસાચવીયાં ઘરબારજો,
પુરજન અરથે તનમનથી તૈયારજો, ખાનબહાદુર—અગમગતી. ૭
ફરીફરી જોતા વસ્તી કેરા વાસજો, શાણા જનને પ્રીતે રાખે પાસજો,
અદકી દેતા સરવે જનને આશાજો, ખાનબહાદુર—અગમગતી. ૮
પુરબંદોબસ અરથે પોલીસજંનજો, સૌપરરાખે સરવે સરખુ મનજો.
પ્રીત થકી સૌ પરજા થઈ પરસંનજો,
પાપી પ્લેગનું જોર સરવ જીકુ પડયુંજો.
કોણ જનમનુ કૃત્ય સરવ આવી નડયુજો. ૯
જ્યાંજ્યાં જાએ બમનજીસીરદારજો. થરથર ધ્રુજીપ્લેગ કરેપોકારજો.

શાણા સમજે પરમેશ્વરનો પ્યારજો, ખાનબહાદુર—અગમગતી.૧૦

—(૦)—

## બાંનાની પત્ય રાખ્ય, પ્રભુ તારા બાંનાની પત્ય રાખ્ય (એરાગ)

અગમ ગતી ઉમરાવ. ધન્ય ધન્ય અગમગતી ઉમરાવ;
ભલો પરજા ઉપર ભાવ, ધન્ય ધન્ય અગમગતી ઉમરાવ. ટેક.
વારે વારે અતી શ્રમીત થયાછો. શેવકના સુખ માટ;
મામલતદાર માણકલાલ પોતે, સદાએ ફરતાસાથ. ધન્ય ધન્ય. ભલો. ૧
મહમદઅલી જીવણી નુરભાઇ, શાણા શેઠ શાહુકાર;
અબદેલી કાદરભાઇ મુમનજી, તનમનથી તૈયાર. ધન્ય ધન્ય. ભલો. ૨
અહમદઅલી લુકમાનજી ડાકતર, મુનસફ સાહેબ સંગ;
પરગજુ પરમારથ કામે, અંગે અતી ઉમંગ. ધન્ય ધન્ય. ભલો. ૩
સત્યવક્તાના અધીપતી સાહેબ, કૃપાળુ કેશવલાલ;
મગનલાલ જયચંદ ભાઇવડો, પરમારથપર વ્હાલ. ધન્ય ધન્ય. ભલો. ૪
એલ. એલ. બી. કેસવલાલભાઇ, વીઠલદાસના તંન;
ડીસ્ટ્રીકટ ડીપ્યુટી કલેકટર સાથે, સર્વે ભાળે ભોવન. ધન્ય ધન્ય.ભલો.૫
પોસ માસ્તર જાદવરાય ભાઇ, પોતે રહ્યા પુર માંહ્ય;
સ્થળે સ્થળે સૌને પત્ર પોચાડે, જે જન રેહેતા જાંહ. ધન્ય ધન્ય.ભલો. ૬
બુધવંતા બાલાભાઈ સાહેબ, બોધ કરે બુધ્યવાન;
બાહાદુર બમનજી બુધ્ય બતાવે,જંન બચાવો જ્યાન. ધન્યધન્ય.ભલો.૭
સીરસ્તેદાર રઘુનાથરાવ રાવજી, ભક્ત કારકુન ભોગીલાલ;
કારકુન અમરતલાલ નારણજી, વડો ધર્મપર વ્હાલ. ધન્ય ધન્ય. ભલો.૮
કારકુન પીતાંબરદાસ મથુરદાસ. ઉમેદવાર મોહનલાલ;
ગોરધનદાશ બાપુજી સર્વે, વડો વીવેક પર વાહાલ. ધન્ય ધન્ય.ભલો.૯
અવલ કારકુન પ્લેગતણા છો, ગીરજાશંકરના તંન;
રતન રૂપ રતનલાલભાઇ, સૌ પર સરખુ મંન. ધન્ય ધન્ય. ભલો. ૧૦
ખુણે ખોચલે સંતાઇ રહેલા, પ્લેગને કાઢયો બાહાર;
લક્ષ્મણ રાવે લક્ષ દેઇ ધોઇ, સ્વચ્છ કર્યાં ઘર બાર. ધન્ય ધન્ય ભલો. ૧૧
માસ્તર મહમદ અને પુરશોતમ, હરીલાલ હરીના દાસ;
બારીબારણાં નળીયાં ઉઘાડી, પ્લેગનો કાડયો પાસ. ધન્ય ધન્ય.ભલો. ૧૨
તારીખ વીસમી મે માસ સુધી, એકસો અડતાળી કેશ;

ચીસ મનુશના વેશબન્યા બાકી, પોહોચ્યા પરલોકે પરદેશધન્ય.ભલો૧૩
કપડવંજની પ્રજાએ પુરો, પ્રેમ દર્શાવી દીધો;
સભાસદ જન સર્વે મંડળનો, ફોટો પડાવી લીધો, ધન્ય. ભલો. ૧૪
અસલ થકી ઉમરાવીછે આપની, માહારાણીનું માન્ય;
પ્લેગ પછાડી પાધરો કીધો, દીધુંછે જીવતદાન. ધન્ય ધન્ય. ભલો. ૧૫
પાસવાળા મંચેરજી સોરાબજી, ગુણીયલ મળ્યા ગુરૂવાર;
સીવીલસરજન હોદાના માલેક, વેગે કરવા વાહાર, ધન્ય. ભલો. ૧૬
દયાનીધી દાતાર અતીછો. પરજા ઉપર પ્યાર;
આશીશ ભોળાનાથની સદા, સુખમાં રહો સીરદાર.
ધન્ય ધન્ય અગમ ગતિ ઉમરાવ, ભલો પરજા ઉપર ભાવ.
ધન્ય ધન્ય અગમગતી ઉમરાવ. ૧૭



## લાવણી.

### અધબીચ મ્હોબત તોરીબે દરદી દીવાના (એ રાગ.)



અગમ ગતી ઉમરાવી, ખાનબાહાદુર બમનજી;
ડીસ્ટ્રીકટ ડીપ્યુટી કલેકટર, જીલ્લે ખેડા ખુશકારી, જીલ્લે ખેડા ખુશકારી
અગમ ગતી ઉમરાવી, ખાનબાહાદુર બમનજી. ટેક.
ભય પ્લેગ તણો બહુભારી, દુખીયાંછે નરનારી, બહુ દુખીયાંછે નરનારી.
અતી થયા ઉપકારી, વિવેકે વિચારી; ૧
રૈયતને રાખે રાજી, માહારાણીજી માજી, ભલાં માહારાણીજી માજી
અગમ ગતી ઉમરાવી, ખાંનબાહાદુર બમનજી. ૨
સંવત ઓગણીપંચાવનપ્લેગ પડાળથી આવ્યો,
ભલા પ્લેગ પડાળથી આવ્યો;
કીયા જનમનાં વેરી, ખર ખડાયતો લાવ્યો; ૩
પુરવને પુન્યે મળીયા, માન્યવંતા મોદીજી ભલા માન્યવંતા મોદીજી;
અગમગતી ઉમરાવી, ખાનબાહાદુર બમનજી. ૪
રાણી રાજ્યતણી સૌ રીતી, પ્રીત દર્શાવીદીધી; ભલીપ્રીત દર્શાવા દાખી,
જાણુ થતાં જોર આવ્યું, શીખ સત્ય માંની લીધી; ૫
હીમત હૈયામાં આવી, સઉથયા રાજીરાજી; ભલા સૌ થયા રાજીરાજી,

અગમગતી ઉમરાવી, ખાનબાહાદુર બમનજી; ૬
જેજેસ્થળઆપપધાર્યા,દીનદુ:ખતણાવામ્યાભલાદીનદુ:ખતણાવાંમ્યા
અતી થયા ઉપકારી, સુખ સરવે જન પામ્યા. ૭
સૌ પ્રજા સલામને આવી, સૌ કરતા આજીજી, ભલા સૌ કરતા આજીજી
અગમગતી ઉમરાવી, ખાનબહાદુર બમનજી; ૮
બહુ વીધ વાજીંતરવાજે, ઘોર ઘડીયાળે ગાજે ભલો ઘોર ઘડીયાળે ગાજે
અદલ ન્યાય ઇનસાફી, મોદી તખ્તપર છાજે; ૯
ભુખ ભોળાનાથની ભાજી, સીરદાર રહો રાજી ભલા સીરદાર રહો રાજી
અગમગતી ઉમરાવી, ખાનબાહાદુર બમનજી; ૧૦

---

## કપડવણજમાં મુખ્ય સ્કૂલના માસ્તર તરફથી બોલાયલી કવીતા.

---

### મનહર છંદ.

જનતણો પોષનાર, જશ વશ કરનાર;
જશ શિર ધરનાર, પ્રજા તણો પ્યારો જે.
ઉપરી રીઝાવનાર, પ્રજા દીલ જીતનાર;
સર્વને સંતોષનાર, સદ્ગુણી સારો જે.
જન સુખ જાણનાર, વિબુધોમાં વસનાર;
સ્નેહને નિભાવનાર; કરે કામ સારાં જે.
બહાદુર બમનજી આજ, કરી પુરૂં નીજ કાજ;
મરકીથી કરી સહાય, પધારે નીજ ધામને. ૧

---

સુધારાને સાથી આપ, ભારે ભૂપ ભાથી જેવા;
રેકવંત પુરા પોતે, રીતે બોલનાર જે.
રીઝાવ્યા અપાર શાણા, સરદાર રાવરાણા;
દેશી પરદેશી તણો, પ્યાર પામનાર જે.
બહાદુર બમનજી આજ, કરી પુરૂં નીજકાજ;
મરકીથી કરી સહાય, પધારે નીજધામને. ૨

### શોરઠો.

અરે કોણ આ સમે વાર કરી કર્પટ પૂરે;
મરકીથી સરકી જવા, ઊપદેશ જનને બહુ કરે.
શાંતિ પામ્યા સર્વથી, રક્ષણ અદકેરૂં થયું;
બહાદુર બમનજી વડે, દુઃખ સર્વે દૂર ગયું. ૧

### શિખરીણી.

પધાર્યા જે આજે, સઉ જન સભામાં શ્રમ કરી;
પ્રભુજી તેઓનાં, સકળ સ્થળ લ્યો સંકટ હરી.
વડી વિદ્યા આપો, વિમળ મન રાખો વિભુ વળી;
સુધારે સાધીને, ધનધન વદે મંડળ મળી. ૧
સુખી રાખો સૌને, ધશી ધસી પધારે શુભસ્થળે;
વદે વાણી શાણી, શ્રવણ કરવા સઉજન મળે;
સભાને શોભાવા, મન થકી અતી મ્હેનત કરે;
વિચારો એ વાદો, વાધે ધરામાં જયખરે. ૨



કપડવંજમાં ઊમરેઠ નીવાશી પરીખ છોટાલાલ ભોગીલાલ તરફથી બોલાયલી કવીતા.

### સવૈયા.

દીવસ આજનો દીસે ઊજળો કર્પટ પુર કીધો મુકામ;
પધાર્યા સઉ મંડળ સાથે, બાહાદુર બમનજી છે નામ.
જીલ્લાધીસ એ માહા ગુણવંતા, વડા વિવેકી ઝળકયું નુર;
મોદી મોટાં કામ કરતા, બમનજી સાહેબ બાહાદુર. (૧)
મરકી મોટા વેગજ સાથે, લોકોને દેછે તે દુઃખ;
એ અવસરે શાણો સરદાર, આપે જે રઇઅતને સુખ.
સરકારે શોધી કાઢયા છે, મોદા સાહેબ ગુણ ભરપુર;
મોદી મોટાં કામ કરતાં, બમનજી સાહેબ બાહાદુર. ( ૨ )
મરકીથી ત્રાશી નાસે જે, તેને ધીરજ આપે તેહ;
મરકી બાઇનું મુળ કાઢવા, લોકો સાથે કરવા સ્નેહ.
ફરી ફરી મોહોલામાં પોતે, મરકી કાઢવા આનંદ ઊર;
મોદી મોટાં કામ કરતાં, બમનજી સાહેબ બાહાદુર.

### માલિની.

પ્રભુ નમન કરીને, પ્રેમથી પાય લાગું;
પ્રભુજી અમનજીને, સુખયો એજ માગું.
દીન પરદીન કીર્તિ, રૂડી વીશ્વે વધારો;
જન હીત કૃત સારૂં, આપજો સુ વિચારો. ( ૧ )
ગરીબ જનની પીડા, કાપવા તું કૃપાળા;
જરૂર જર વધારી, ધૈર્ય દેજો દયાળા.
વળી પ્રભુ અવિનાશી, દીર્ઘ આયુષ્ય દેજો;
પ્રભુજી સકળ ઠામે, સર્વદા સાથ રેજો. ( ૨ )
સરવ સમય રાખો, નાથ સુખી શરીરે;
અરજ પ્રભુ સ્વિકારો, આજ કૃપા કરીરે.
અવિચળ પ્રભુ નિત્યે, વંશ વિસ્તાર પામે;
સરવ સુખી રહે ને, વીદ્વતા ખુબ જામે. ( ૩ )
જય જગધર દેવા, એટલું હું જ માગું;
જય ભય હરનારા, પ્રેમથી પાય લાગું.
જય પ્રભુ હીતકારી, અર્જ મારી સ્વીકારી;
જય પ્રભુ સઉ ઠામે, આપ મહા સુખભારી.



## ડાકોર.

### તારીખ ૧૮ મી જુન સને ૧૮૯૯નો મેળાવડો.

#### ઉ. નારણજી લક્ષ્મીરામ તરફથી બોલાયલી કવિતા.

—(૦)—

### મેહેરબાન ખેડા જીલ્લાના કલેકટર સાહેબ વીશે છપ્પો.

—*—

ખેડાના કલેકટર, સાહેબ બાહાદુર કાબરાજી;
તેઓ તણી અપાર, દીસે છે કીર્તી ઝાઝી.
દીર્ઘ દ્રસ્ટીથી ન્યાય, કરે છે પોતે સારા,
દયાવંત ઉદાર, જેમના રૂડા ધારા;

વળી લઘુવયમાં વીદવાન થઈ, હોદ્દા સારો પામીઆ;
કહે નારણ અનુભવ થકી, પ્લેગ માંહી બહુ જામીઆ. ૧

---

ડાકોર માંહી પ્લેગ, જ્યારથી પુસ્કળ ચાલ્યો;
ત્યારથી પોતે જરા, પગ જંપી નથી વાળ્યો;
અઠવાડીએ એકવાર, આવી બંદોબસ્ત કરતા;
રૈયત દુઃખ ટાળવા, માંડવા જોવા ફરતા;
વળી જોઇ નજરે કંગાલને, દયાથી દેતા દામને;
કહે નારણ ધન્ય ધન્ય છે, એ સાહેબના કામને. ૨

કાબરાજી સાહેબ, દીલના બહુ દયાળુ;
કાબરાજી સાહેબ, પ્રમાંણીક પુરણ ભાળુ;
કાબરાજી સાહેબ, યોજના રૂડી કીધી;
ખુલ્લાં મુકાવી ઘરો, રૈયતની આશીશ લીધી.
વળી હવા અજવાળુ કરાવીને, સુર્યનાં કીરણ ઘાલીઆં;
એમ નજર ઉંડી પહોચાડીને રૈયતને સુખ આલીઆં. ૧

---

દીસ્ટ્રીકટ ડીપ્યુટી કલેકટર સાહેબ વીશે.

કુંડળીયો.

મોદી બમનજી બડા, કલેકટર હુંશીયાર.
સાહ્ય કરી બહુ પ્લેગમાં મનમાં રાખી પ્યાર.
મનમાં રાખી પ્યાર રૈયતને સુખજ આપ્યાં.
હિમત આપી ઘણી દુખડાં ભારે કાપ્યાં;
જેના મનની મહી, દયાની મોટી ગોદી;
ધન્ય ધન્યએ સાહેબ, યાર બમનજી મોદી;

છપ્પો.

અનુભવી અને ઠરેલ, બુદ્ધિના ઝાણા ઝાઝા;
અદલ કરે ઇનસાફ, કાયદા સમજી તાજા.
વિવેકી વિદ્યાવંત, ખંત હીતકાર કરે છે;
નાના મોટા તણી, વાતતો કાન ધરેછે.
વળી રૈયત કેરાં દુઃખ તે, પોતે મન સમજી લહે;
તેથી ગુણ ગવાય છે, સાહેબ સારા સહુ કહે.

---

## ડાકોરના દાકટર સાહેબ વીશે ગરબી.

---

### વાંસલડી વાગીને હું તો જાગી (એ રાહ દયારામના.)

---

ડાકટર સાહેબ, રેહેમ નજર તમે રાખી;
તેથી તમને, રૈયત વખાણેછે આખી. ડાકટર સાહેબ. ૧
જ્યારથી પ્લેગ ડાકોર માંહી ચાલ્યો;
ત્યારથી પગ આપે જરા નથી વાળ્યો;
ધીરજ આપી લોકોનો ઉચાટ ટાળ્યો. ડાકટર સાહેબ. ૨
સાહેબ તમે પ્લેગમાં, નથી કોઇને નડીઆ;
દરદીઓને ધાસકા નથી રજ પડીયા;
સર્ટીફીકેટ લેનાર પર નથી ચડીયા. ડાકટર સાહેબ. ૩
ડાકોર રૈયત ઉપર દયા તમે આણી,
નીકર થઇ જાત રૈયત ધુળધાણી;
ધન્ય તમ બુદ્ધિને અમૃત વાણી. ડાકટર સાહેબ. ૪
ધન્ય ધન્ય નામ કીસનસીંગ રૂડું,
દવા કરવામાં જ્ઞાન દીઠું ઉંડું;
નથી કોઇને વચન કહ્યું કદી ભુંડું. ડાકટર સાહેબ. ૫
નથી તમે લાલચકે લોભ રાખ્યો.
નથી ભુંડો અક્ષર કોઇને ભાખ્યો.
માત્ર જશ કેરો સવાદજ ચાખ્યો. ડાકટર સાહેબ. ૬
વળી તમો ઉપરી કલેકટર પણ તેવા.
સાહેબ કાબરાજીને બમનજી જેવા.
ટાળવા પ્લેગ ઉપાય લે કેવા કેવા. ડાકટર સાહેબ. ૭
વળી ઘણા ડાકટર અમેરે નીહાળ્યા.
તેમાં આપ જેવા સદ્‌ગુણી ના ભાળ્યા
પ્લેગમાં તમે દેહસતના અંદેશા ટાળ્યા. ડાકટર સાહેબ.૮
નોકરી ખરી સરકાર કેરી કીધી.
દરદાઓને દયા રાખી દવા દીધી.
તે તો ઉમંગ સાથે તેઓએજ પીધી ડાકટર સાહેબ. ૯
ભલુ થજો સાહેબનું એમ કહે છે.

જેઓ દયા સારી કરી જશ લે છે.
નારણ અનુભવથી આશીરવાદ દે છે. ડાકટર સાહેબ. ૧૦



## આશીરવાદ.

દોહરો.

આશીશ દઉછું આપને, કરો પ્રભુ કલ્યાણ;
જશ પામો ખુબ જગતમાં, અપજસની કરો હાણ. ૧
આયુશ વૃધ્ધી આપજો, કરો વંશ વિસ્તાર;
અતિ આશીસ આ અવશરે, દે નારણ નીરધાર. ૨

## કુંડળીઆ છંદ,

રાનીજીકે રાજમે, અદલજીકે સુત;
બમનજી માદી બડે, અમલદાર અદભુત.
અમલદાર અદભુત, ગુનીજન નીર બીકારી;
બેડા જીલ્લા બીચ, ભયે ઊમદા અધીકારી.
કહે છોટમ કબરાજ, બાત અનુભવી બખાની;
બડી શાની સરકાર, અમર રહો જગમે રાની.



દીલકે મહા દરીઆવ હે, બમનજી સીરદાર;
દાતા દીન દયાલ હે, કોબીદ દીર્ઘ બિચાર.
કોબીદ દીર્ઘ બીચાર સાર સબ પરહે પ્રીતી;
બડે ગુની ગંભીર, પરાહી જાને બીતી.
કહે છોટમ કબરાજ, ચલે સબસે હિલ મીલકે;
ધર્મ ધુરંધર બીર, મહા દરીઆવ હે દીલકે.



નેકી ન્યાયી રાજમે, અદલ જીનુંકા ન્યાય;
ગુની બર્ગ ગણના કરે મુખસે કહ્યો ન જાય.
મુખસે કહ્યો ન જાય, કરી દીલમે દરીઆફી;
તન મનકી લે જાન દેખલો, સત ઇન્સાફી.
કહે છોટમ કબ રાજ, પ્રમાનીક એકી ટેકી;

બમનજી સીરદાર, સુનો આ જગમે નેકી.



ખ્યાતી જગમે પારસી, પારસી પ્રમાન;
અમૃતસેં અદકી ભલી, મીઠી મુખ જુબાન.
મીઠી મુખ જુબાન, અનુભવ કરી બખાનો;
ખાન દાન નીદાન બાત, સત પુઠ પીછાનો;
કહે છોટમ કબરાજ, રૈયત હરનીસ ગુનગાતી.
ધન બમનજી સાબ, જમાવી જુગમે ખ્યાતી.

---

## રાગ પદ.

ભલેજી પધારીયા ખેડા જીલ્લા તણા સરકાર,
સુભ પગલાં કીધાં ડાકોરમાં;
વાધ્યો આનંદ ઉર અપાર. ભલેજી. ટેક.
ધન કલેકટર ધન કાબરાજી,
ગણી મહા મોહોટો આભાર: ભલેજી. ૧
પચી ત્રણ નવાણું રોજે;
આપો આપ પધાર્યા સાર: ભલેજી. ૨
પ્લેગ તણી પીડા હરવાને,
કીધો યોગ્ય મહા વીચાર; ભલેજી ૩
જેથી ફળીભુત થયા પ્રભુજી,
ગુણ ગાયછે નરને નાર. ભલેજી. ૪
રોગ તણી શાન્તી વેળાસર.
થઇ વાધ્યો તે જયજયકાર; ભલેજી- ૫
જક્ત નીયંતા દેવ દયાળુ,
જશ આપ્યો શાણી સરકાર; ભલેજી. ૬
હે પ્રભુ દીન દીન વધુ સુખ આપો,
કરજોડી વદુ કીરતાર. ભલેજી. ૭
દીર્ગાયુષ્ય દો રણછોડરાયા,
ચડતી કરશો કુટુંબ પરીવાર; ભલેજી. ૮
થયા ન આવા કો દીન થાશે,
દયાનીધી શાણા સીરદાર; ભલેજી. ૯

કરજોડી પ્રભુ વંદન કરીએ,
કરો કાબરાજીની ચડતી વહાર; ભલેજી. ૧૦

ડાકોર મુકામે.

# કવી. ભોળાનાથ રાજારામ (કડાક) તરફથી ગવાયલી કવીતાઓ.

પૃષ્ટ ૩૨ મે છપાયલો સર્વ જનીક લલીત.

માહારાણીજીનો ઉપકાર ચાલ છપ્પો.

પરજા ઉપર પ્યાર, માહારાણીનો મોહોટો;
નવે ખંડની માંય, જડે નહી એવો જોટો.
દેવાંશી અવતાર, દયા દીલ માંહે ઝાઝી;
મોહોટું મહીપમાં નામ, માહારાણીજી માજી.
પાપી પ્લેગના પાપથી, પરજા પીડય પામી ઘણું;
સાહ્યક થઇ સેજે અતી, દુઃખ જાણી પરજા તણું.

ડાકોરના પ્લેગ વિશે હેવાલ (ચાલ લાવણી.)

ડાકોર તણા ઠાકોર, શ્રી રણછોડ રાજારેજી રણછોડ રાજા;
તારૂં નવે તે ખંડે નામ મહીતળ માઝા. ટેક.
કીધો ડાકોરમાં મુકામ, કર્યાં સેવક જનનાં કામ,
તન થાય ટાઢુરેજી, તન થાય ટાઢ;
સૌ સેવક નરને નાર, જમે નીત્ય લાડુ. ડાકોર. ૧
વરસો પર વરસો ચાલ્યાં, કોઇ લોભી જને ઘર ઘાલ્યાં;
લોભ બહું કીધોરેજી, લોભ બહું કીધો,
આચાર છોડયાથી સરવેને દંડ દીધો. ડાકોર. ૨
હરદેરામ હરીના જંન, શ્રીરણછોડજી પરસંન,

હુકમથી કીધુંરે હુકમથી કીધું.
ચોક ધોવરાવી સૌ ટેરૂ રંગાવી દીધું. ડાકોર. ૩
સૌ સ્વચ્છ થયો દરબાર, થયો પ્લેગ તણો પોકાર,
સુખ સૌ ટળીયુંરે સુખ સૌ ટળીયું;
વેર વસ્તીમાંથી શુકલ સાથે વળીયુ. ડાકોર૦ ૪
સાચી માતાએ મુકામ, કર્યો શુકલજીનાં કામ.
જાણુ થઇ ઝાઝીરેજી જાણુ થઇ જાઝી;
જાણ્યું ડાકોર જન આ વીખની વેલી બાઝી. ડાકોર૦ ૫
ગભરાણું સરવે ગામ, લેતા રણછોડજીનું નામ,
દુ:ખ દીન કાપોરેજી દુ:ખ દીન કાપો;
રાય રાજા શ્રી રણછોડ સુખડાં આપો. ડાકોર૦ ૬
છીએ અમે તમારા રાંક, સૌ માફી કરશો વાંક,
અરજ ઉર ધારોરે અરજ ઉર ધારો;
સૌ પુર જનનો શો વાંક વાત વીચારો. ડાકોર૦ ૭
સુણી અરજી વ્હારે વળીયા, દાકટરના દીલમાં ભળીયા,
દરસન દીધુરેજી દરસન દીધુ,
સુપનાંતરમાં કીસનસીંગને સૌ કીધું. ડાકોર. ૮
ત્યાં હુકમ હજુરી લીધો, પોતે બહુ બંદોબસ કીધો;
સુખડાં કરતારે સુખડાં કરતા,
દીન રૂજની દાકતર રટણ કરી દુ:ખ હરતા. ડાકોર. ૯
પુરજનનો વધીયો પ્યાર, દેખી દાકતરનો ઉપકાર;
કીસનસીંગ સારારે કીસનસીંગ સારા,
વદે પુરજન ઝાઝા જસ વાધોજી તમારા; ડાકોર. ૧૦
જાણી કાબરાજીએ વાત, થયો ડાકોરમાં ઉતપાત;
વાહારે વળીયારે, વાહારે વળીયા.
કુળવાન કાબરાજી કલેકટર, આવી મળીયા; ડાકોર. ૧૧
સ્વારી કપડવંજથી આવી, દયાળુ દયા દીલ લાવી,
વ્હારે ધશીયારે, વ્હારે ધશીયા;
શીખ સુણતાં પુરજન, પુર બાહેર સૌ વશીયા. ડાકોર. ૧૨
રાય રણછોડને વીસવાસ, ભંડારી રાખ્યા પાસ;
દાસ સદય જાણીરેજી, દાસ સદય જાણી.

રાય રણુછોડે મન કુરણુા ઝાઝી આંણી; ડાકોર. ૧૩
મીશીસ કાબરાજી ઉપકારી, દયાળુ દયા દીલ ભારી;
દુઃખડાં કાપેરેજી, દુઃખડાં કાપે.
ઘણા ગરીબ જનોને નીત્ય નીત્ય રૂપાયા આપે; ડાકોર. ૧૪
ડાકોરનાં નરને નારી, વદે આશીશ વચંન વિચ્યારી,
સુખ સ્વાદ ચાખ્યોરેજી સુખ સ્વાદ ચાખ્યો;
જાંહાંગીર કાબરાજી સદાએ સુખમાં રાખો. ડાકોર. ૧૫
તારીખ છઠીજુન સુખકારી, આવી બમનજીની સ્વારી,
પ્રજાને પ્યારીરે પ્રજાને પ્યારી
બંધ રસ્તા બારી ડાકોરની ઉધારી. ડાકોર. ૧૬
ત્યાં છુટી પુનમની છોડી, નીત્ય દર્સણ જાય સૌ દોડી;
મોરલી વાલારેજી મોરલી વાલા;
રાખો સદા સલામત ખાનબાહાદુર મતબાલા. ડાકોર. ૧૭
વાત ચારે દીશાએ ચાલી, મેળાનો છુટી આલી,
સુખ દીન આપ્યારેજી સુખદીન આપ્યા;
ખાનબાહાદુર સાહેબો દુઃખના દીવસ કાપ્યા. ડાકોર. ૧૮
હવે બ્રમ ભોજન નીત્ય થાશે, સૌ જન લાડુ નીત્ય ખાશે;
દુખડાં જાશેરેજી દુખડાં જાશે;
માહારાણીનો ઉપકાર ઘેરઘેર ગાશે. ડાકોર. ૧૯
પોલીસ બંદોબસ સારો, જન સુધરાઇના ઉપકારો;
વડીવાર થાએરે વડીવાર થાએ;
જેનો જેવો ઉપકાર તેવા ગુણ ગાએ. ડાકોર. ૨૦
રીસીવર હરદેરામ ભાઇ, છગનપારખ સદા સુખદાઈ,
જસ બહુ લીધોરેજી જસ બહુ લીધો;
આજે દીપ્યો દીવાળી દીન આનંદ કીધો. ડાકોર. ૨૧
વાજંતર વીધ વીધ વાજે, ખાનબહાદુર તખતપર છાજે,
અદલ ઘંટ ગાજેરે અદલ ઘંટ ગાજે;
તપો રાણીજીનું રાજ્ય સદા સુખ કાજે. ડાકોર. ૨૨
નામની નામદારી કાજે, રચી રચના સૌ શુભ આજે,
જસ બહુ કીધોરેજી જસ બહુ કીધો;
મીસ્તર રેવાશંકરે ફોટો લીધો. ડાકોર. ૨૩

સમરસેટ કેપટન સારા, પુરા પ્રજા તણું મન પ્યારા,
સુખડાં આપ્યાંરેજી સુખડાં આપ્યાં;
રશી મુકી મદમે પ્લેગ તણાં દુખ કાપ્યાં. ડાકોર. ૨૪
સોવોલ સરજન સુખકારી, શેઠ મંચેરજી ઉપકારી,
દયા દીલ ધારીરે દયા દીલ ધારી.
જેથી જસ ઝાઝો સૌ બોલે નરને નારી. ડાકોર. ૨૫
મામલતદાર હરીલાલભાઈ, સદય રહીયતને સુખદાઇ,
ડાકોર આવ્યારેજી ડાકોર આવ્યા;
આનંદી આનંદ કેરા દીવસ લાવ્યા. ડાકોર. ૨૬
રાય રણછોડની થઇ મેહેર, ત્યારે પાસે લીલાલહેર,
યગન બેટ કીધારે યગન બેટ કીધા;
પુર્ણાહુતીમાં પ્લેગને હોમી દીધા. ડાકોર. ૨૭
ભોળાનાથ તણી ભુખ ભાજી, રોત જોઈ થયા મન રાજી.
મુખથી ભાખેરેજી મુખથી ભાખે;
સૌ સભાસદો જન મુખમાં અંબા રાખે. ડાકોર. ૨૮
ડાકોર તણા ઠાકોર શ્રી રણછોડ રાજારે, શ્રી રણછોડ રાજા;
તારૂં નવેતે ખંડે નામ, મહોતળ માહાઝા. ડાકોર. ૨૯

## સાખી.

મુખ પામ્યા સૌ સર્વદા, મનના પોહોચ્યા કોડરે;
ડંકનાથ ડાકોરમાં, જય જય શ્રી રણછોડરે.





## દોહરો.

ચડતામાં ખૂટતી કરે, જન ઝાઝેરા જોય;
પડતાની ચડતી કરે, જડે જવલ્લા કોય.

